# બુદ્ધ અવતાર.

( રચનાર પીર સદરદીન. )

(ગુજરાતીમાં) આવૃતી ૧ લી નકલ ૫૦૦.

પ્રગટ કરનાર

મુખી લાલજીભાઈ દેવરાજ.



આ પુસ્તક મેનેજર વલીભાઈ નાનજીએ [illegible] પ્રેસ ૧ ૩.
પાલાગલી મહોલા મુંબઈ નં ૯ મા મુખી લાલજીભાઈ દેવરાજ મા
છાપી અને મુખી લાલજીભાઈ દેવરાજે [illegible] પ્રેસ
૧૧૩, પાલાગલી મહોલા, મુંબઈ નં ૯ મ પ્રગટ કરી

સંવત ૧૯૭૫. સન ૧૯૧૯.

# પ્રસ્તાવના.

હિન્દુ શાસ્ત્રો શ્રી કૃષ્ણ અવતાર પછીની હકીકતથી તદ્દન અજ્ઞાન છે, કારણ કે શાસ્ત્રના નિયમ અનુસાર છેલ્લા બે અવતારો શુદ્ર યાને ઇસ્લામી થનારા હોવાથી બ્રાહ્મણોને બાધ આવતો હોવાથી તેઓ તે અવતારોને ઓળખી શકયા નથી. શ્રી કૃષ્ણ બાદ શ્રી બુદ્ધના રૂપમાં શ્રી હરી પાંડવોને દ્વારે આવ્યા, પણ પોતાને ઉત્તમ ગણાવતા બ્રાહ્મણોએ આ અવતારને ચંડાળના રૂપથી સંબોધી તેને યજ્ઞની અંદર નહી આવવા દેવા દ્વારપાળ તરીકે ભીમની નીમણુંક કરી, પણ અવધુત રૂપે શ્રી બુદ્ધે જ્ઞાન બળથી ભીમની બુધ્ધિને જીતી ભીમને વશ કર્યો, અને ભીમે જુગેસર રૂપે ઓળખી પોતાના ભાઇઓને જાણ કરી. પાંચ પાંડવોમાંના ત્રીકાળ જ્ઞાની સહદેવે ખરી હકીકત રજુ કરી, અને તેથી પાંડવો સમેત સતી દ્રોપતી તથા કુંતાજી શ્રી બુદ્ધને પાયે પડયા.

શ્રીમદ ભગવતગીતા હિન્દુ શાસ્ત્રો તથા બ્રહમ જ્ઞાનમાં અતી મશહુર અને લોકમાન્ય છે, તેના પહેલા કર્મ કાંડમાં શ્રી કૃષ્ણે અરજુનને જણાવ્યું છે કે, ક્ષત્રીના કર્મરૂપ યુદ્ધમાં થતાં નાશથી ક્ષત્રીને પાપ નડતું નથી, છતાં સ્વાર્થિ બ્રાહમણોએ સ્વાર્થમાં અંધ બની એ વાકયને નહિ ગણકારી પાંડવને પાપ નિવારણ અર્થે યજ્ઞ કરવાનું સમજાવ્યું. બ્રાહમણોને વચને પાંડવોએ યજ્ઞ આરમ્ભ્યો, અને પોતાના ઇષ્ટ ગુરૂ (શ્રી કૃષ્ણ) ની આજ્ઞાનો ભંગ કર્યો. "ગુરૂ લોપી તે મહા પાપી" થયેલા પોતાના ભકતો પાંડવોની અવદશા થતી જોઇ શ્રી બુધ્ધ રૂપે, પોતે આવી પાંડવોને યજ્ઞ કરતા અટકાવ્યા, જુઠા બ્રાહમણો નાશી ગયા અને જે ગાયને તે દિવસ સુધી માન આપવામાં આવતું તેનો વારો જવાથી અને નવા યુગની સ્થાપના થવાથી શ્રી બુદ્ધ રૂપે તેનો નરોધ કરવા પાંડવોને હુકમ કર્યો, જે તેઓએ માથે ચડાવ્યે.

આ પુસ્તકમાં શ્રી બુધ્ધ અને ભીમનો સંવાદ ઘણોજ મનન કરવા યોગ્ય તથા શીખામણ લેવા યોગ્ય છે.

કેટલાકો ગઉતમ બુધ્ધને બુદ્ધાવતાર તરીકે ગણે છે, પણ શાસ્ત્રો અને પુરાણો તપાસતાં નવમો બુદ્ધ અવતાર તે તે બુધ્ધ નથી, કારણ કે શુદ્ર રૂપે બુધ્ધાવતાર થવાનું જણાવે છે જ્યારે ગઉતમ બુધ્ધ એક રાજપુત્ર હતો.

બુધ્ધાવતાર રૂપે પાંડવોનો ઉધ્ધાર કરી તે અવતારનું નુર શ્રી શીશમાં આવ્યું જે, સંકલના ઇસમાઇલી શાસ્ત્રોમાં મળી આવે છે.

તે મુજબ બુદ્ધાવતારનો વારો ઠેઠ ૯૦ મઉલા મુરતજાઅલીના પેદા થવા સુધી રહે છે, જે બાદ તેજ નુર ૯૦ મઉલા મુરતજાઅલીમાં દસમા નકલંકી અવતાર રૂપે દુનીયામાં ઝહુર થાય છે, અને તેનાથી ઇસ્લામનો પ્રચાર થાય છે.

આ પુસ્તકમાં બુધ્ધાવતારની હકીકત ઉપરાંત ઘણી શિક્ષણ લેવા યોગ્ય અને બોધદાયક બાબતો આવે છે તેથી દરેકે દરેકને ખાસ મનન કરવા યોગ્ય છે.

લી૦ સેવક,

**મુખી લાલજીભાઈ દેવરાજ,**

પ્રગટ કર્તા.

**સિંધીમાંથી ગુજરાતીમાં જ્ઞાનો બહાર પાડવા માટે આપણા સરતાજ હાજર ઇમામનું પાક ફરમાન.**

(તા૦ ૮ મી માર્ચ સને ૧૯૦૮. મુંબઇની વાડી.)

"દીનના કામોમાં ઉત્તેજન આપો, દીનની ફારસી તથા અરબી કિતાબોનો ગુજરાતીમાં તરજુમો કરાવી છપાવો. તમારા બચ્ચાંઓને દીને ઇસમાઈલીનો રસ્તો બરાબર દેખાડો. તેઓને દુઆ, સફા ગીનાન, ઇલમની સમજણ આપો. સર્વ કરતાં બહેતર એ છે કે, મારા મુખમાંથી નિકળેલાં ફરમાન શિખાડો. ઈસમાઈલી દીનની તેઓને યાદ આપવા માટે સ્કુલમાં તથા લાઈબ્રેરીમાં તેઓને મોકલો, એવી રિતે તમારા દીનની મજબુતી કરો. વગર ફોકટની પંચાતમાં પડવાને બદલે દીનને ટેકો આપવામાં તમારો વખ્ત ગુજારો. તમારાથી બની શકે તો દીનની ચડતી માટે કોશેશ કરો, અને તમારામાં હિમ્મત હોય તો દીન-ધર્મના પુસ્તકો ગુજરાતીમાં છાપી ધર્મનો વધારો કરો."

(ઇસમાઇલી સિતારો, પુસ્તક ૧—૨, પાનું ૨૯ મું)

# બુદ્ધ અવતાર.

( રચનાર પીર સદરદીન. )

નવમું રૂપ હરી બુદ્ધ અવતાર, મુગલી રૂપ ધર્યો મુરાર. ૧.
મુખ ચીંગા પગ વાંકા જાણુ, પગે કોશ પેહેરે દીવાણ. ૨.
છુરી કટારી બાંધે તરવાર તીર, કમાન બાંધી ચડાવે હો મીર. ૩.
ગીરંત કોડ શરીરે વહે, પાસે કોઈ ઉભો નવ રહે. ૪.
દુરગંધ ગંધાવે શરીર, એસો રૂપ ધર્યો જગદીશ. ૫.
એવો રૂપ ધર્યો જાદુરાય, પાંડવાને દ્વારે પોતા જાય. ૬.
પાંડવ જ્યાં હોમ જગનજ કરે, ત્યાં બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે. ૭.
તારે લાગો કલજુગ ને દ્વાપર ઉતર્યા, દેવ રખીસર ઠામ છોડી ગયા. ૮.
કલજુગમાંહે બહુ પાપ કે'વાય, તેથી દેવરખીસર ઠામ છોડી જાય. ૯.
ત્યારે જુજેષ્ઠણ કરે વીચાર, પુછે ભીરામણને વેદની સાર. ૧૦.
સુણો ભીરામણ જુજેષ્ઠણ કહે, કોરવાકો પાપ તે હમ શીર રહે. ૧૧.
ખોણી અઢારનો હુઓ નીખેદ, તેનું હમ શીર જણાણું પાપ. ૧૨.
સુણો ભીરામણો હું પુછું ભેવ, કેસો પાપ તણો હોવે નીખેવ. ૧૩.
કહે ભીરામણ સુણો હો રાય, માંડો હોમ જગન એણે ઠાંય. ૧૪.
સેસ્ત્ર ભીરામણ વરજો હો રાય, મન ઇચ્છા ભોજન દયો ચાતી ભાય. ૧૫.
સોવન પાત્ર સેસ્ત્ર દો નીત, એસો જગન કરો એક ચીત. ૧૬.
એસો ભીરામણે કહયો ભેવ, તો પાપ તણું હોવે નીખેવ. ૧૭.
ભીરામણને વચને પાંડવ ભુલા જાય. માંડયા હોમ જગન તેણે ઠાંય. ૧૮.
ભીરામણ વચન બોલ્યા સાર, સુણો જુજેષ્ઠણ કરો વીચાર. ૧૯.
ચંડાલ એક આવે એણે ઠાંય, તે જગનમાંહે કરે ઉપાય. ૨૦.
જગન તણું જે વીરધવા કરે, એ સો જોતક એમ ઓચરે. ૨૧.
પેહેલો પ્રોલે મેલો એણે ઠાય, ભલા બુરા ન પાવે જાય. ૨૨.

ભીમસેન બોલ્યા તેણી વાર, પ્રોલે રખવાળ મેલ્યા બાહાર. ૨૩.
જ્યાં પાંડવ બેઠા હોમ જગનજ કરે, ત્યાં બેઠા બ્રાહાણ વેદ ઓચરે. ૨૪.
ભીરામણ વેદ બોલે જે જેકાર, ત્યારે શ્રી બુદ્ધ આવ્યા દુવાર. ૨૫.
દુવારે ભીમ બેઠા તતખણું, દેખી ભીમને અચંબો ઘણું. ૨૬.
વીકટ રૂપ ધર્યો જાદુરાય, સામીને દ્રષ્ટે સામું ન જોવાય. ૨૭.
ત્યારે બોલ્યા શ્રી બુધ્ધ સુણો ભીમરાય, હમકું આગે દયોને રજાય. ૨૮.
હું છું ખુધેયાથી ભુખ્યો અપાર, એવો જાણી આવ્યો
રાજા જુજેષ્ઠણને દ્વાર. ૨૯.
માંગુ અન્ન ને દેખું દીદાર, હોમ જગનનું સુણું વીચાર. ૩૦.
સુણો ચંડાલ ભીમજ કહે, આગે જાનેકી રજા ન તોય. ૩૧.
જ્યાં જુજેષ્ઠણ હોમ જગનજ કરે, ત્યાં બેઠા ભીરામણ વેદ ઓચરે. ૩૨.
હોમ જગનમાંહે વીરશ્રવા હોય, તારૂં ત્યાં ચંડાલ મુખ દેખે ન કોય. ૩૩.
એ ભીરામણ વાંચે અમારા વેદ, રૂપ તમારો કરે નીખેદ. ૩૪.
તારે શ્રી બુધ્ધ બોલ્યા સુણો ભીમરાય, ચંડાલ તણી વાત કહું તોય. ૩૫.
ભીરામણમાંહેથી બ્રહ્મજ ગયા, તેણે રૂપ નબી મહમદકા લીયા ૩૬.
ઠાલા વેદની જાણે વાણ, તે ચંડાલ ભીમ લેજો જાણ. ૩૭.
ઠાલા વેદ ભીરામણ કહે, હરી અવતારકી ખબર નવ લહે. ૩૮.
અથર વેદની ન જાણે વાણ, તે ચંડાલ ભીમ લેજો જાણ. ૩૯.
આપ સ્વરાથે મોહોના નામજ ધરે, હરી અવતારકી ખંડણી કરે. ૪૦.
જે અવતારકો વારો વહે, તાકી ભીરામણ ખબર નવ લહે. ૪૧.
આપ સ્વરાથે જુઠો કહે, મોખ મુગતકી ખબર ન લહે. ૪૨.
જુઠા જગન મંડાવે જોઇ, . લોભ સ્વરાથે ન બુજે કોઇ. ૪૩.
સત વીના ભીમ સુધ ન હોય, તે ચંડાલ ભીમ લેજો જોય. ૪૪.
ત્રીકડા સુધીયા ભીરામણ કહે, ચોથાં વેદની સુધ નવ લહે. ૪૫.
ચોથા વેદની ન જાણે વાણ, તે ચંડાલ ભીમ લેજો જાણ. ૪૬.
દુઆપુર જુગમાંહે ત્રણ વેદજ ગયા, આઠ અવતાર હરીના
પુરા થયા. ૪૭.
આજ નવમું રૂપ આવ્યો છું જોય, તાંકું ભીરામણ ન કળે કોય. ૪૮.
ચંડાલ ભીરામણ માહા અગીનાન, બુધ્ધ અવતારકો ખરૂ નામ. ૪૯.
સુણો ભીમ વાત મોય તણી, માંગુ અન્ન માંએ ખુધીયા ઘણી. ૫૦.
મુજ દુબળાને દેજો દાન, તો પુન્ન સુફળ હોયશે જાણ. ૫૧.
તારે ભીમ ચીંતા કરીને જોય, એ છે પાત્ર અવતારજ કોય. ૫૨.

કાંઇક રૂપ દીસે છે ઘણું, વચન બોલે જેમ વઇકુંઠ તણું. ૫૩.
સુણો જુગેસર ભીમજ કહે, સાંસા એક મારા મનમાં રહે. ૫૪.
ક્ષત્રી માજન માંહે કોણ ચંડાલ, તે સાંસો મુજને કહો દયાળ. ૫૫.
તારે શ્રી બુદ્ધ બોલ્યા વીખીવાત, ચંડાલ તણી કહું તોય વાત. ૫૬.
ક્ષત્રી માજન દયા નવ ધરે, બાંધે હથીયાર જીવ હત્યા કરે. ૫૭.
વાછડા વોણી વારે ગાય, વસત ભીરાની લીયે છોડાય. ૫૮.
અતી આદર કરે મનમાંહે ધરે અભીમાન, મનીશ મારતાં
ન કરે કાંણ. ૫૯.
ક્ષત્રી માજન ભુલા જાણ, તે ચંડાલ ભીમ લેજો જાણ. ૬૦
માજન મનમાંહે કરે અભીમાન, તોલતાં દીલ ન રાખે ઠામ. ૬૧.
લેતી વેળા ઘણેરા લીયે, દેતી વેળા થોડેરા દીયે. ૬૨.
કરે અભીમાન વખાણે આપ, ડાંડી તોલાનું મોટુ છે પાપ. ૬૩.
દયા ધરમની કરે કાણ, તે ચંડાલ ભીમ લેજો જાણ. ૬૪.
કહે ભીમ જુગેસર દયાળ, માણુસ જાતમાં કોણ ચંડાલ. ૬૫.
તે સાંસો મોયે કહો દયાળ, કોણ કરમેથી હોવે ચંડાલ. ૬૬.
કહે શ્રી બુધ્ધ સુણો ભીમરાય, ચંડાલ તણી વાત કહું તોય. ૬૭.
દયા ધરમ ન આણે મન, સોવે નચીંતા કરે કુડા કરમ. ૬૮.
માત પીતાસું સામું હોઇ લડે, તે ચંડાલ ભીમ દોજકે પડે. ૬૯.
પર જીવ મારી પેટજ ભરે, અને પર—નારીનું સંગત કરે. ૭૦.
પારકું ધુતી આપજ ખાય, તે ચંડાલ ભીમ દોજકે જાય. ૭૧.
પુરખ એક સ્ત્રી બે કરે, એકસું પ્રોત અદકી ધરે. ૭૨.
દુજી કળ કળે આણે દોશ, તે ચંડાલને મોયે નહી મોખ. ૭૩.
તે ચંડાલ ભીમ દોજકે જાય, તેને પુરવ મોખ નહી થાય. ૭૪.
કન્યા તણાં દ્રવ્ય લેવે જેહ, મહા મધમ ચંડાલજ તેહ. ૭૫.
વણ કારજે જે પર ઘેર જાય, જુઠું બોલાને મીઠું ખાય. ૭૬.
પેટ સ્વરાથે પર જીવ હણે, ખાય માંસ ને દોશ નવ ગણે. ૭૭.
જુઠી ગોઆઇ ચડાવે આલ, માણસ જાતમાંહે તે ચંડાલ. ૭૮.
સેસ્ટ ગુર બ્રહ્માની આલ, તેનો જે કોઈ ખાશે માલ. ૭૯.
જે દીધા ગુર ધરમ દેખાડયા હરી, તાસું બોલે પ્રપંચ કરી. ૮૦.
લીધા ધરમ તેના પર હરે પાય, તે ચંડાલ ભીમ દોજકે જાય. ૮૧.
અક્ષર એક શીખાવે જેહ, ગુર કરી માનીએ તેહ. ૮૨.
જુઠા સમ જે હરીના ખાય, તે ચંડાલ ભીમ દોજકે જાય. ૮૩.

ભીમ કહે સુણો જુગેસર દયાળ, ચોપગા જાતમાંહે કોણ ચંડાલ. ૮૪.
તે મોહે સાંસો કહોને દયાળ, પંખી જાતમાંહે કોણ ચંડાલ. ૮૫.
કહે શ્રી બુદ્ધ સુણો ભીમરાય, ચંડાલ તણી કહું વાત તોય. ૮૬.
ચોપગામાંહે શ્વાન, ગીરધવા ને સીયાળ, પંખી જાતમાંહે
કાગ ચંડાલ. ૮૭.
માણસ જાતમાં પર—નીંદા કરે જેહ, માહા મધમ ચંડાલજ તેહ. ૮૮.
કહે ભીમસેન સુણો દીન દયાળ, સ્ત્રી જાતમાંહે કોણ ચંડાલ. ૮૯.
સ્ત્રી હોઈ પર—પુરખશું રમે, ઘરકો પુરશ દીઠો નવ ગમે. ૯૦.
એક છોડી દુજા સાથે જાય, તેથી ચંડાલ ભીમ દુજી ન કે'વાય. ૯૧.
સ્ત્રી હોઇને પર—ઘર રમે, ઘરકો કામ દીઠો નવ ગમે. ૯૨.
કહ્યું ન કરે કંથજ તણું, દીન ઉઠી સંતાપે ઘણું. ૯૩.
સાસુ સસરાનું ન કરે કામ, નણંદ જેઠાણીનું ન રાખે માન. ૯૪.
જુઠું બોલીને ચડાવે આળ, સ્ત્રી જાતમાંહે તેહ ચંડાલ. ૯૫.
વીરધવા હોઈને વીક્રમ કરે, મા બાપકી લાજ નવ ધરે. ૯૬.
પાડે પેટ ને બાલક હણે. મનમાંહે શંકા કાંઈ નવ ગણે. ૯૭.
કુળ લજાવે ને વેધે બાળ, સ્ત્રી જાતમાંહે તેહ ચંડાલ. ૯૮.
સ્ત્રી હરની સેવા નવ કરે, કુડ બોલંતા શંકા નવ ધરે. ૯૯.
વીરત ધરમ જે ન કરે નાર, સ્ત્રી જાતમાંહે તેહ ચંડાલ. ૧૦૦.
સુણો જુગેસર ભીમજ કહે, સાંસો એક મારા મનમાંહે રહે. ૧૦૧.
માણસ જાતમાંહે માહા મધમ ચંડાલજ કોણ, તે સામી અમને
કહોને ખોણ. ૧૦૨.
તારે શ્રી બુધ્ધ બોલ્યા વીખીયાત, માહા મધમ ચંડાલ તણી
કહું તોયે વાત. ૧૦૩.
સાચ વીના જે હરની સેવા કરે, ઘરે અભીયાગત કોલીયા નવ ભરે. ૧૦૪.
કીરીયા ધરમ ન પાળે જેહ. માહા મધમ ચંડાલજ તેહ. ૧૦૫.
વેચે દહીં દુધ ને મધ માંસ, બાળે દેહી ને કરે વીણાસ. ૧૦૬.
વ્યાજ સવાયા લેવે જેહ. માહા મધમ ચંડાલજ તેહ. ૧૦૭.
એક સેવા હરની મનમાંહે ધરે, બીજો આવીને ભંગજ કરે. ૧૦૮.
દાન પુન્ન કરતાં વારે જેહ, માહા મધમ ચંડાલજ તેહ. ૧૦૯.
પશુ ઢોરને પાળે જેહ, તેના ચારા પાણીની ખબર ન લેહ. ૧૧૦.
ભુખ્યો તરસ્યો બહુ દુઃખ સહે, આપકી વેદના કીસકું કહે. ૧૧૧.
તે નર પાપી માહા મધમ તેહ, પર—વેદના ન જાણે જેહ. ૧૧૨.

વીભીચાર હોઇ દુનીયામાંહે ખાય, ચીર પોતાનું પરહરી જાય. ૧૧૩.
ગીનાન ધરમની નીંદા કરે જેહ, માહા અધમ ચંડાલજ તેહ. ૧૧૪.
બામણ માંહસું મુકરી જાય, ભાંગ, શરાબ, તંબાકુ ખાય. ૧૧૫.
જુઠું બોલીને ચડાવે આળ, તે માહા અધમ ચંડાલજ જાણ. ૧૧૬.
જીવને ફાંસી દેહી મારે જેહ, માહા અધમ ચંડાલજ તેહ. ૧૧૭.
ટાડા બામણ જે મુનીવર કરે, તે લઇ પર ઉપર ધરે. ૧૧૮.
ગાવંત્રીની સુધ ન જાણે જેહ, માહા અધમ ચંડાલજ તેહ. ૧૧૯.
ધરમી હોઇ ન પાલે ધરમ, સોવે નચીંતા કરે કુડા કરમ. ૧૨૦.
હાલ ન નીવેડે ગતમાંહે ન જાય, દસોંદ ન દેવે દુનીયામાંહે ખાય. ૧૨૧.
મોખ મુગતની સુધ નવ લહે, માહા અધમ ચંડાલજ તેહ. ૧૨૨.
પાંચ માસ સ્ત્રી ગીરભજ ધરે, તાંસું પુરખ સંગતજ કરે. ૧૨૩
પશુ ખસી કરે નર જેહ, માહા અધમ ચંડાલજ તેહ. ૧૨૪.
વણ આદરે જે પર ઘેર જાય, કરજ લઇને મુકરજ થાય. ૧૨૫
વણ અપરાધે સ્ત્રી પરહરે જેહ, માહા અધમ ચંડાલજ તેહ. ૧૨૬.
તારે ભીમ કહે સામી પુછું એક ખોણ, માણસ જાતમાં ઉતમ કોણ ૧૨૭.
તારે શ્રી બુદ્ધ બોલ્યા વીખીયાત, ઉતમ માણસ તણી કહું
તોયે વાત. ૧૨૮.
જે પ્રાણીને શીષ્ટ ગુર ભીરઆજી મીલીયા, તેના ભવસાગરના
ફેરા ટલીયા. ૧૨૯.
હાલ વાએકે ખરા દસોંદી જેહ, માણસ જાતમાંહે ઉતમજ તેહ. ૧૩૦.
સદાય ધ્યાન જે હરીકો કરે, બ્રહ્મ ગીનાનકું દીલમાંહે ધરે. ૧૩૧.
ગતમાં નીત નીત મીલે જેહ, માણસ જાતમાંહે ઉતમજ તેહ. ૧૩૨.
દયાવંતી ખમીયાવંતી જેહ, કીરીયા ચાલીસ પાળે જેહ. ૧૩૩.
હવા હીરસને વારે જેહ, માણસ જાતમાંહે ઉતમજ તેહ. ૧૩૪.
જીભ સ્વાદ ઇંદ્રી વશ કરે જેહ, કાળ ક્રોધને વારે તેહ. ૧૩૫.
પાંચ તતવકું જાણે જેહ, માણસ જાતમાંહે ઉતમજ તેહ. ૧૩૬.
ગુર વચન જે શીર પર ધરે, ગુર કહે તે નીષ્ટે કરે. ૧૩૭.
સતી સંતોખી ખમ્યાવંતી જેહ, માણસ જાતમાંહે ઉતમજ તેહ. ૧૩૮.
જીવતા જે નર મરતક હોઈ રહે, સુખ દુઃખ દીલકા હરીસું કહે. ૧૩૯.
રદેહથી હરીને ન વીસારે જેહ, માણસ જાતમાંહે ઉતમજ તેહ. ૧૪૦.
માત પીતાની જે સેવા કરે, કુડ કપટ નીંદા પરહરે. ૧૪૧.
સર્વ કુટમકો ખેંચે ભાર, વીશનવ ભગતી ઉપર રાખે પીયાર. ૧૪૨.

પારકી વેદના આપે સહેવે જેહ, માણસ જાતમાંહે ઉતમજ તેહ. ૧૪૩
ગત લોકમાંહે જેનું જશજ હોય, નાત પરનાતમાંહે અવગુણ
ન બોલે કોઇ. ૧૪૪
વાંચ કાચ ઇંદ્રી વશજ હોઇ, રઇયત અવગુણ ન બોલે કોઇ. ૧૪૫
દયાવંતી ખમીયાવંતી જેહ, માણસ જાતમાંહે ઉતમજ તેહ. ૧૪૬
તારે ભીમ કહે સાંભળો જુગેસર દેવ, વાત એકનું પુછું ભેવ. ૧૪૭
સ્ત્રી જાતમાંહે ઉતમજ કોણ, તે સામી મુજને કહેજો ખોણ. ૧૪૮
તારે શ્રી બુદ્ધજી બોલ્યા વીખીયાત, ઉતમ સ્ત્રી તણી કહું તોયે વાત. ૧૪૯
જે સ્ત્રી હરીની સેવા કરે, વચન હરીના તે શીર ઉપર ધરે. ૧૫૦
જે હરીનું નામ ન વીસારે નીત, કીરીયા ચાલીસ પાળે
એકજ ચીત. ૧૫૧
દાનવંતી ખમીયાવંતી જેહ, સ્ત્રી જાતમાંહે ઉતમજ તેહ. ૧૫૨
જેને હ્રદેહે નીરમલ ગીનાન, સાસુ સસરાનું રાખે માન. ૧૫૩
કોઈ કુડ બોલે તોય ન આણે કાળ, લક્ષણ જોઇએ જેમ નાનાં બાળ. ૧૫૪
નીચી દ્રષ્ટીએ ચાલે જેહ, સ્ત્રી જાતમાંહે ઉતમજ તેહ. ૧૫૫
જે સ્ત્રી હરીની સેવા વીન્યા અન્ન ન ખાય, ધરેથી અભીયાગત
ભુખીયો ન જાય. ૧૫૬
થોડામાંહેથી થોડેરો દેહ, સદા સુકલવંતી કહીએ તેહ. ૧૫૭
ધરમ વૃત કરે જે નાર, સ્ત્રી જાતમાંહે તે ઉતમજ જાણ. ૧૫૮
જે સ્ત્રી પુરખની આગ્નામાંહે રહે, સુખ દુઃખ દીતકા હરીકું કહે. ૧૫૯
જે હરીની સેવા કરે નીત, માહા સતવંતી નીરમળ એક ચીંત. ૧૬૦
ગત લોકસું નમી ચાલે જેહ, સ્ત્રી જાતમાંહે ઉતમજ તેહ. ૧૬૧
વળી શ્રી બુદ્ધજી બોલ્યા વીખીયાત, સુણો ભીમ કહું તોયે વાત ૧૬૨
તમે રાજા જુજેષ્ઠણને કહેજો જાય, કાંઇક પીછાણો તો આવીયો
છું રાય. ૧૬૩
સત વચન કહું છું હો રાય, જગન કરો તોય પાપ ન જાય. ૧૬૪
આવી દીદાર અમારા જોય, તો અનત જગન તણું ફળજ હોય. ૧૬૫
એસો રાજા જુજેષ્ઠણને કહેજો તતખણો, નહી તો પસ્તાવો
પડશે ઘણો. ૧૬૬
તારે ભીમે ચીંતા કરી છે ઘણી, એ છે ત્રીભોવર ધણી. ૧૬૭
પાંડવ વઇસ ઉપર સદા કીરપાર, એવું જાણીને આવ્યો છે
અમારે દુવાર. ૧૬૮

સુણો જુગેસર કહું સીર નામ, તમે ઉભા રહેજો એણે ઠામ. ૧૬૯
હું જઇ રાજા જુજેષ્ઠણને કહું ભેવ, તે સદેશો આવી કહું હો દેવ. ૧૭૦
તારે ગયા ભીમ મેલ્લગ્રી વાર, તારે રાજાસું જાઇ કર્યો વોચાર. ૧૭૧
ચારે બંધવ બેઠા છે જયાં, ભીમે વાત કરી છે તીયાં. ૧૭૨
સુણો રાજાજી કહું વોચાર, પુરખ એક આવ્યો છે આપણે દ્વાર. ૧૭૩
કાંઇક રૂપ દીસે છે ઘણો, વચન બોલે જેમ વઇકુંઠ નથિં તણો. ૧૭૪
ચઉદ ભવનની કરે વાત, કાંઇક રૂપ દીસે પુરણ વીખીયાત. ૧૭૫
હમસું વાત હુઇ અપાર, હમથી ઉતર દીયો ન જાય લગાર. ૧૭૬
તમને સંદેશો કહયો છે હો રાય, જગન કરો તો પાપ ન જાય. ૧૭૭
આજ અથર વેદકો હુવો વેવાર, ભુલા બ્રાહ્મણ વરણ અઢાર. ૧૭૮
બુદ્ધ અવતાર હુવો દીન દયાલ, તાંકું ભીરામણ કહે ચંડાલ. ૧૭૯
જે હરીનો અવતાર ન જાણે હો રાય, તેથી ચંડાલ દુજો નહી કેહેવાય. ૧૮૦
એ સદેશો કહયો છે મુરાર, તારે રાજા જુજેષ્ઠણ કરે વીચાર. ૧૮૧
તારે રાજા જુજેષ્ઠણ પુછે ભેવ, એ કોણ પાત્ર હોકુ સોહોદેવ. ૧૮૨
તારે જોતક જોઇને સોહોદેવેજ કહયા, જે બુધ્ધ અવતાર શ્રી કરસનજી લ્યાહ્યા. ૧૮૩
તારે સોહોદેવ કહે તમે રાજા સાંભળો, નહી તો પસ્ટાયસો ઘણો. ૧૮૪
તારે તમે મેલી જગન હરીને મલવા જાઓ, એવો પરસંગ ઘર બેઠા નહી પાઓ. ૧૮૫
ભુલા બ્રાહ્મણ સોહોદેવજ કહે, હરી અવતારકી ખબર ન લહે. ૧૮૬
એ તો પેટ સ્વરાથે વાંચે ઠાલા વેદ, હરી અવતારકો કરે નીખેદ. ૧૮૭
પાંડવ ચાલ્યા જેણી વાર, તારે ભીરામણે કહયો વીચાર. ૧૮૮
સુણો હો રાજા બ્રાહ્મણ કહે એમ, તમે ચંડાલનું મુખ દેખશો કેમ. ૧૮૯
અમે બ્રાહ્મણ માહા રૂખી રાય, તમે કેમ પરહરો અમારા પાય. ૧૯૦
તારે સોહોદેવ બોલ્યા તેણી વાર, સુણો રાજાજી કરો વીચાર. ૧૯૧
જો તમે કહયા ભીરામણના કરો, તો નારાયણ દેવકું નહી મીલો. ૧૯૨
જેણે સીરજીયા ધરતી ને આકાશ, પવન પાણી કરયા પ્રકાશ. ૧૯૩
ચાંદા સુરજ ઉપાવીયા સાર, તેણે સીરજી ચારેહી ખાણ. ૧૯૪
અસ્ટ કુલ્ટ પરબત સીરજીયા સાર, તારા મંડળ નીપાવીયા નીરવાણ. ૧૯૫

એણે સીરજ્યા વનસ્પતી ભાર અઢાર, નવ કુલ્લ નાંગ સીરજ્યા
નીરવાણ. ૧૯૬
સાત સાહેર સીરજ્યા જેહ, નદીયું નવસો નવાણું સીરજ્યા તેહ. ૧૯૭
સરવે રચના કીધી, ખણ એક મીંજાર, તે સામી ઉભા છે આ રણે
દુવાર. ૧૯૮
જારે એવી વાત સોહોદેવે કહી, તારે રાજા જુજેષ્ઠણ સમજ્યા સહી. ૧૯૯
જો તમે સાંભળો બ્રાહ્મણની વાત, તો પસ્તાવો કરશો દીન ને રાત. ૨૦૦
તારે પાંચે બાંધવ ચાલ્યા છે તીયાં, શ્રી બુદ્ધ ઉભા હતા જીયાં. ૨૦૧
રાજા ચાલ્યા શ્રી બુધ્ધજીકે પાસ, તારે ભીરામણ વચન બોલ્યા
કરી પ્રકાશ. ૨૦૨
સુણો રાજાજી અમારી વાત, તમે ગલીના પડદા બંધાવો સાત. ૨૦૩
પાણી ગંગા જળ અણાવો નીર, તે લઇ ધરતીએ છંટાવો નીર. ૨૦૪
એવા આચાર કરો હો રાય, તો જાઈ દેખો મ્લેચ્છના પાય. ૨૦૫
તારે રાજા સુણી ભીરામણની વાત, ગલીના પડદા બંધાવ્યા સાત. ૨૦૬
જેમ પડદા બંધાતા જાય, તે સામીની દ્રષ્ટીથી ઉજળા થાય. ૨૦૭
જારે નીર છંટાવીયા જુજેષ્ઠણ રાય, તારે શ્રી બુદ્ધ બોલ્યા
સતજ ભાય. ૨૦૮
સુણો હો રાજા હમારી વાત, કાયકું પડદા બંધાવીયા સાત. ૨૦૯
કાયકું છંટાવીયા ગંગા જળ નીર, કાયકું શંકા ધરી શરીર. ૨૧૦
કાયકું કહયા ભીરામણકા કરો, કાયકું મનમાં સંસો ધરો. ૨૧૧
જો નીરમળ મન કરી દેખો અમારા પાય, તો પાપ તમારા
સરવે જાય. ૨૧૨
જો દીદાર આવી અમારા જોય, તો અનત જગન તણું ફલજ હોય. ૨૧૩
જો અમ સામા ચાલી આવો એકજ મન, તો પગલે પગલે કોડ
જગનનું પુન્ન. ૨૧૪
તારે નીચું નમી જુજેષ્ઠણ કહે, સામી કુળ ખેતરકો પાપ તો
અમ શીર રહે. ૨૧૫
અમે પાપી માહા ગુનેહગાર, તે એકાએક કેમ દેખું દીદાર. ૨૧૬
અમે મનમાંહે વીચારી વાત, તે કારણ પડદા બંધાવીયા સાત. ૨૧૭
અમો ગુનેહગાર પાંચેહી વીર, તે કારણ ધરતીએ છંટાવીયા નીર. ૨૧૮
તારે પડદા છોડીને સામીની સામે ચાલ્યા જાય, તે જાઈ હરીને
લાગા પાય. ૨૧૯

સામીજીને પાય પડયા, તારે રાજા જુજેષ્ઠણ વેનતી કરયા. ૨૨૦
માતા કુંતાજી સામીના વારણા લીએ, રાજા જુજેષ્ઠણ પગે
ચુમીઉં દીએ. ૨૨૧
તારે પાંચે પાંડવ કર જોડીને રહયા, તીયાં ભીમ સામીનાં
ચરણે રહયા. ૨૨૨
ધન ધન વઇસ અમારા હુવા, જબ વઈકુંઠ નાથ નજરે દેખીયા. ૨૨૩
આજ પીરાછત અમારા ગયા, જબ દીદાર હરીના થયા. ૨૨૪
ધન ધન તમે હો દીન દયાળ, બંદા તમારા તમે લીયા ઉગાર. ૨૨૫
જુઠા ભીરામણ માહા રૂખી રાય, જગન મંડાવીયો કરી ઉપાય. ૨૨૬
પાંડવ વઇસ ઉપર સદા કીરપાળ, તમે ધરણીધર છો દીન દયાળ. ૨૨૭
અમો બંદા તમારા છીએ ગુનેહગાર, તમો સાહેબ છો બક્ષણહાર. ૨૨૮
તારે શ્રી બુધ્ધજી બોલ્યા વીખીયાત, સુણો રાજાજી કહુ તોયે વાત. ૨૨૯
લાગા કલજુગ હુવા અથર વેદ, ખટ દરશન હુવા નીખેદ. ૨૩૦
તારે રાજા કહે સામી એક પુછું બોણ, આજ કલજુગમાંહે
ભીરામણ, જોગી કોણ. ૨૩૧
તારે શ્રી બુધ્ધજી બોલ્યા વીખીયાત, ભીરામણ જોગીની કહુ
તોયે વાત. ૨૩૨
ભીરામણ તે જે જાણે બ્રહ્મ, બ્રહ્મ કીરીયામાંહે બાળે કરમ. ૨૩૩
જે અવતારકો વારો વહે, તાંકી ભીરામણ સુધજ લહે. ૨૩૪
જોગી તે જે જાણે જુગત, ગીનાન ધરમકી ખોલે મુગત. ૨૩૫
તે સતી જતી જોગી ધરમજ કરે, ખરી દસોંદ સતગુર મુખે ધરે. ૨૩૬
જેને આજ પરતક ગુરનર ભેટીયા જાણ, સોહી જોગી આ
જુગ પરમાણ. ૨૩૭
તારે સામીજી કહે તમે સાંભળો રાજા ધરમ, અમે આપે જોગી
આપે ભીરમ. ૨૩૮
આજ જે કોઇ ગુર મુખે દેશે ધરમ, ગુરનર પીછાણે તે જોગી ભીરમ. ૨૩૯
તારે રાજા જુજેષ્ઠણ વેનતી કરે, સામી અમને મોખ મુગત
હોવે કેણી પેરે. ૨૪૦
તારે શ્રી બુધ્ધજી બોલ્યા વીખીયાત, સુણો રાજા કહુ તોયે વાત. ૨૪૧
લાગો કલજુગ ને દુઆપુર ગયા, દેવ રખીસર ગુપત હોઇ રહ્યા. ૨૪૨
તમે સુણો હો જુજેષ્ઠણ રાય, તમથી કલજુગમાંહે રહયો નવ જાય. ૨૪૩

જારે તમે રણક્ષેત્રમાંહે લડયા, તારે બોણ અઢાર બંધવ
રણમાંહે પડયા. ૨૪૪
તીયાં દેવ દાણવ મારયા આપ, તેનું રાજા તમ શીર પાપ. ૨૪૫
તેનો હીસાબ ચુકાવો આજ, નહી કાં માહાદનમાં દુઃખ
ભોગવશો હો રાજ. ૨૪૬
તારે પાંચ પાંડવે વેનતી કરી છે ઘણી, જેમ કહેશો તેમ કરશું
હો ઘણી. ૨૪૭
તારે શ્રી બુધ્ધજી બોલ્યા એહ, જાઇ હેમાળે ગળાવો દેહ. ૨૪૮
જો હેમાંળે દેહી ગળાવો આજ, તો વઇકુંઠમાંહે પામશો રાજ. ૨૪૯
તારે ભીમ બોલ્યા તતખણા જાણ, અમને આગળી કેમ ન
કહયું દયાળ. ૨૫૦
સરવે બંધવ મારીને લીધો રાજ, તે કલજુગ કેમ આવ્યો આજ. ૨૫૧
એવી આગળ જો અમને કહેતા સુત્ર, તો અમે કુળ ક્ષેત્ર ન
કરતા જુત્ર. ૨૫૨
તારે રાજા કહે સુણો હો ભીમ રાય, . સામી લખ્યો તે
અલગો કેમ થાય. ૨૫૩
હરી કહે તે નીસ્ચે કરો, વચન હરીનાં શીર ઉપર ધરો ૨૫૪
રાજા જુજેષ્ઠણ પુછે ભેવ, અમને કલજુગની સુત્ર કહોને દેવ. ૨૫૫
કલજુગમાંહે કેવા છે વેવાર, તે અમને સામીજી સંભળાવો વીચાર. ૨૫૬
તારે શ્રી બુધ્ધજી બોલ્યા વીખીયાત, કલજુગ તણી કહું તોયે વાત. ૨૫૭
કલજુગમાંહે મન થર નહી રહે, સાડા ઓગણીસ વીસવા
પાપજ વહે. ૨૫૮
તીયાં અરધો વીસવો સત ધરમનો સાર, એવો કલજુગનો
કઠણ વેવાર. ૨૫૯
તારે રાજા જુજેષ્ઠણ પુછે વેવાર, સામી કલજુગમાંહે કેસા
ચાલે સોંસાર. ૨૬૦
તીયાં કેવા રાજા ને કેવા પરધાન, કેવા લોક રઇયત નીદાન. ૨૬૧
કેવા પીંડત પડે પુરાણ, કેવા સુરતીયા બેઠા જાણ. ૨૬૨
કેવા જોધ્ધા રણમાંહે લડે, કેવા જોધ્ધા સનમુખ હોઇ પડે. ૨૬૩
કેવા જતી સતી જોગી જાન, કેવા દાતાર દેવે દાન. ૨૬૪
કેવા મેહ કલજુગમાંહે હોય, કેવી ધરતી પાકે સોય. ૨૬૫
તારે શ્રી બુધ્ધજી બોલ્યા વીખીયાત, સુણો રાજા કહું તોયે વાત. ૨૬૬

અલ્પ મેહ કલજુગમાંહે હોય, અલ્પ ધરતી પાકે સોય. ૨૬૭
લોભી રાજા લપટી પરધાન, લોક રઇયત ધુતારી જાણ. ૨૬૮
તીયાં લોભી પીંડત પડે પુરાણ, તીયાં લપટીયા સુરતીયા બેઠા જાણ. ૨૬૯
સેસ્ત્ર શુરામાં એક રણમાંહે લડે, સેસ્ત્ર જોધ્ધામાં એક સનમુખ પડે. ૨૭૦
કરોડમાં એક જુગેસર હોય, લાખમા એક દાતાર કોય. ૨૭૧
તારે રાજા જુજેષ્ઠણ બોલ્યા વાખીયાત, સાંભળો શ્રી બુદ્ધજી પુછું તોય વાત. ૨૭૨
કલજુગમાંહે કોણ તીરથ જાન, કોણ સુપાત્ર મુખ દીજે દાન. ૨૭૩
કોણ વીરત કલજુગમાંહે કરે. કોણ દીસ બેસી જાપ ઓચરે. ૨૭૪
કલજુગમાંહે કેસા હોવે ધરમ, કયાં જાઇએ તો છુટે પાપ ને કરમ. ૨૭૫
દાન દીજીએ તો કેવા ધરમ થાય હો દેવ, કયાં જાઈ વણજીએ તો છુટીએ તતખેવ. ૨૭૬
કોણ દાન કલજુગમાંહે દીયે, અને કોણ સુપાત્ર કલજુગમાંહે લીયે. ૨૭૭
તારે શ્રી બુદ્ધજી બોલ્યા વીખીયાત, સુણો રાજા કહું તોયે વાત. ૨૭૮
ગત તીરથ કલજુગમાંહે જાણ, શ્રી સતગુર મુખે દાન દીજે નીદાન. ૨૭૯
વીરત બીજ શુકરવારી કલજુગમાંહે કરે, પચ્છીમ દીસે બેસી જાપ ઓચરે. ૨૮૦
દયા લાભ તો ઉપજે ધરમ, કરો ધરમ ને સુણો મરમ. ૨૮૧
સાચા ધરમ કલજુગમાંહે દીએ. સતકાર્યું વાસા તો સતગુર લીએ. ૨૮૨
જીયાં ખમીયા તીયાં વાધે ધરમ, ક્રોધે વીણસે ધરમ ને બેસે કરમ. ૨૮૩
આજ જંબુદીપમાંહે અવતર્યો પરીબ્રહ્મ, જાઈએ ગતમાંહે તો છુટીએ કરમ. ૨૮૪
તારે શ્રી બુદ્ધજી બોલ્યા વીખીયાત, સુણો રાજાજી કહું કલજુગની વાત. ૨૮૫
ચાર જુગમાંહેથી કલજુગ સાર, પાપ પુન્નનો કરવો નીસતાર. ૨૮૬
પાપી ધરમી દાનું તોલે ચડે, પાપી બુડે ને ધરમી તરે. ૨૮૭
પહેલા જુગમાંહે કરતા પુન્ન, સુણો રાજા એકહી મન. ૨૮૮
સેસ્ત્ર વાર દેતા દાન, તારે એક વાર ફળ લભીઅંતા પરમાણ. ૨૮૯
આજ કલજુગમાંહે એકજ વાર દીએ, તેના ફલત્ર સવા લાખ ઘણેરા લીએ. ૨૯૦
એસા દાન કલજુગમાંહે વાપરે, અનત ક્રોડ જીવ તારે ઓધરે. ૨૯૧

અથર વેદ કલજુગમાંહે વહે, તે માટે મન થીર કીસીકા ન રહે. ૨૯૨
બહુ પાપ કલજુગમાંહે વાપરે, તે કલજુગમાંહે આગળ સાચું તરે. ૨૯૩
કઠણ દાન ને કઠણ વેવાર, કઠણ રાજા, પ્રજા, સોંસાર. ૨૯૪
સાંભળો જુજેષ્ઠણ તમસું કહું, હું તો કલજુગમાંહે પ્રગટ નહી રહું. ૨૯૫
તારે જુજેષ્ઠણ પુછે વીચાર, સામીજી તમ વોના કેમ ચાલે સોંસાર. ૨૯૬
જો તમે પગ ધરણી નહી ધરો જાદવ રાય, તો સોંસાર સઘળો પરલે થાય. ૨૯૭
સાંભળો વીનતી દેવ મોરાર કહું શીર નામ, અમને કહો તે તમારો ઠામ. ૨૯૮
રાજા જુજેષ્ઠણ પુછો છો મોય, તારે અમારા ઠામ કહું છું તોય. ૨૯૯
જેસા કલજુગમાંહે મુનીવર હોય, તે ઘટ ઘટ વાસો અમારો સોય. ૩૦૦
જેસા તનમાંહે જાણો પ્રાણ, તેસા ત્રીભોવર વ્યાપક જાણ. ૩૦૧
જેસો ફુલમાંહે વાસજ હોય, તેસા ઘટ ઘટ અમારો વાસો જોય. ૩૦૨
જ્યાં ગત મીલીને હરીનું સમરણ કરે, એક મન હરીના ગીનાન ઓચરે. ૩૦૩
જે ગીનાન ધીયાનમાં કેવળ રેહ, તે ઘર વાસો અમારો છેહ. ૩૦૪
જે દયાવંત ખમીયાવંત હોય, કીરીયા ચાલીસ પાળે સોય. ૩૦૫
જે ધરમ કરતાં ન કરે કાણ, તે ઘર વાસો અમારો જાણ. ૩૦૬
જે ગીયાન ધીયાન ગુર મુખે રહે, સુખ દુઃખ દીલકા હરીસું કહે. ૩૦૭
સતી સંતોખી ખમીયાવંતી જેહ, તે ઘર વાસો અમારો છેહ. ૩૦૮
જે ઉદ્યમ કરે જુગમાંહે ફીરે, તો હીરદે હરી ન વીસારે. ૩૦૯
ગીયાન ધીયાનમાંહે કેવળ રેહ, તે ઘર વાસો અમારો છેહ. ૩૧૦
નીચી દ્રષ્ટીએ ચાલે જેહ, તે ઘર વાસો અમારો છેહ. ૩૧૧
ગીનાન ધીયાન જે કરે હર તણો, તે ઘર વાસો અમારો ઘણો. ૩૧૨
સુણો રાજા જુજેષ્ઠણ હું તમને કહું, હું તો કલજુગમાંહે ગુપત હોઈ રહું. ૩૧૩
તારે રાજા જુજેષ્ઠણ બોલ્યા તેણી વાર, પરગટ રૂપ કયાં ધરશો હો મુરાર. ૩૧૪
તારે રાજા જુજેષ્ઠણ કહે શીર નામ, અમને કહો ગુરનરકા ઠામ. ૩૧૫
તારે શ્રી બુદ્ધજી બોલ્યા વોખીયાત, સુણો રાજા કહું તોયે વાત. ૩૧૬
જાંબુદ્વીપ ભરતખંડ જાણ, કેહેકપુરી નગરી કહું નીરવાણ. ૩૧૭
ગુર બ્રહ્માજી બેઠા તેણે ઠામ, તેનું પીર સદરદીન કહીએ નામ. ૩૧૮

સેતર દીપ એશકખંડ જાણુ, દેલમ દેસે તે કહું નીરવાણ. ૩૧૯
સામીજી બેઠા તેણે દેશ, માનખા દેહી માનવી વેશ. ૩૨૦
જારે કહયા છે ગુરનરકા ઠામ, તારે રાજા જુજેષ્ઠણે કર્યા છે પ્રણામ. ૩૨૧
જારે એતી વાત શ્રી બુદ્ધજી સાથે થઇ, તારે માતા કુંતાજી
આવીયાં સહી. ૩૨૨
તારે ભોજન ભરી લાવ્યા થાળ, બોલ્યા પાંડવ તમે જમો દીન
દયાળ. ૩૨૩
તારે શ્રી બુદ્ધજી બોલ્યા વીખીયાત, સુણો પાંડવ પ્રથમ વાત. ૩૨૪
મુજ સાથે તમે જમો આપ, તો તમારા જાવે પાપ. ૩૨૫
તારે પાંચે પાંડવ જમ્યા હરી સાથે પ્રકાશ, તારે શ્રી બુદ્ધજીનો
ઘંટ વાગ્યો આકાશ. ૩૨૬
તારે શ્રી બુદ્ધજી બોલ્યા સુણો ધરમ રાય, આજ જગન તમારો
પુરો થાય. ૩૨૭
તારે રાજા જુજેષ્ઠણ બોલ્યા સામીજી ધન ધન આજનો દીન,
જે તમ દીઠે અનત જગન તણો પુન્ન. ૩૨૮
સામીજી આજ પાતક અમારા ગયા, જબ દીદાર તમારા થયા. ૩૨૯
પાંડવ હરી સાથે જમ્યા જેણી વાર, તારે લોકે નીંદા કીધી
તેણી વાર. ૩૩૦
તારે શ્રી બુદ્ધજી બોલ્યા સુણો પાંડવો રાય, વોરોધો કામધેન તે
જગન પુરો થાય. ૩૩૧
આજ પાપ તમારા સરવે ગયા, એસો હરીએ સમજાવા કહયા. ૩૩૨
તારે પાંડવોને આવ્યો છે વીશ્વાસ, જે તમે કહેસો તે કરસું અવીનાસ. ૩૩૩
તારે શ્રી બુદ્ધજીએ ચલીત્ર કરયા, તે લઇ પાંડવે શીરજ ધરયા. ૩૩૪
તારે આસમાનથી એક આવી ગાય, તારે શ્રી બુદ્ધજી બોલ્યા
સતજ ભાય. ૩૩૫
એનું મસતક કાપી અલગું ધરો, ચારે ચરણ જુઆ જુઆ કરો. ૩૩૬
ખાલ ઉતારી જુજવી કરી, તારે શ્રી બુદ્ધજીએ વાણી ઓચરી. ૩૩૭
તારે ખાલ લીધી કુંતાજી માય, મુસતક ઉઠાવીયો જુજેષ્ઠણ રાય. ૩૩૮
ચારેહી ચરણ ચારે બંધવે ગરહયા, તે લઇ હસનાપુરી વચ્ચે
નીસરયા, ૩૩૯
તેમાંથી લોહીની બુંદ પડતી જાય, તેના હીરા મોતી અમુલક થાય. ૩૪૦
તે વીણવા લાગા સરવે નર ને નાર, તારે નગરમાંહે પડી પુકાર. ૩૪૧

કે પાંચે પાંડવે કર્યો છે મહા પાપ, વીરોધી ગાય ને વટલાવીઓ આપ. ૩૪૨
તારે લોકે નીંદા કીધી જેણી વાર, તતખણ પાપ ઉતરીયા તેણીજ વાર. ૩૪૩
જારે નગર છાંડીને બાહાર ગયા, તારે ભગત પાંડવ વર પામ્યા. ૩૪૪
સામીજી તરઠા જ્યાં, મન વાચા ફળ પામીયા તીયાં. ૩૪૫
તારે માથે મુગટ ધરમને રતને જડયા, તેની શોભા ચંદ્રથી અદકી મલ્યા. ૩૪૬
માતા કુંતાજીકું સો વરણા ચીર, વસ્ત્ર નુરાની પેરયા ગંભીર. ૩૪૭
ગલે હીરા રતનની માળ, પગની મોજડી જળકે બહુ જાણ. ૩૪૮
હાથે મુંદ્રણી બહુ રતને જડી સાર, તેનું તેજ તે બહુ અપાર. ૩૪૯
પાંડવ વર લઈને પાછા વળ્યા, તે હસ્તનાપુરી વચ્ચે નીસરયા. ૩૫૦
તીયાં નગરના લોક અચંબે ઘણો, જે ધન ધન, વઈસ તે પાડવા તણો. ૩૫૧
સરવે લોક મળી એકઠા થાય, જ્યાં વીરોધી ગાય તીયા દોડીયા જાય. ૩૫૨
કેનેક ચામડો, પુછડો મલ્યો છે પાસ, કેનેક સીંગડા લાગા હાથ. ૩૫૩
વાણીયા, ભીરામણની બેટી આવી સાથ, તેને તીયાં ગોબર લાગો હાથ. ૩૫૪
ગઉ વીરત ઠાલા કરયા, વીરોધી ગાય વીરત ઠાલા થયા. ૩૫૫
તારે પાંડવ આવીયા આપણે ઠામ, તારે નારાયણ દેવકું કરયા પરણામ. ૩૫૬
તારે શ્રી બુધ્ધજી બોલ્યા એહ, જાઇ હેમાળે ગળાવો દેહ. ૩૫૭
તારે રાજા જુજેષ્ઠણ વીનતી કરે છે ઘણી, અંતકાળે મ વીસરજો હો ધણી. ૩૫૮
સુણો હો રાજા તમસું કહું, હુ તો તમ પાસે રહું. ૩૫૯
રાજા સુધો મનમાંહે રાખજો વીશ્વાસ, જ્યાં સમરો તીયાં હું છું પાસ. ૩૬૦
એસી વેનતી શ્રી બુધ્ધસું પાંડવે કરી સાહી, આપણે ઘેર આવીયા તહીં. ૩૬૧
તારે શ્રી બુધ્ધજી અલોપ થઈ ગયા, પાંડવ ઉઠી હેમાળે ચાલ્યા. ૩૬૨

જારે પાંડવકું હરી છોડી જાય તારે અડસઠ તીરથ હરીને
મલ્યા છે આય. ૩૬૩
જારે હરીને આવતાં દીઠા અડસઠ તીરથે સહી, તારે ગંગાજી
અડસઠ તીરથસું કહી. ૩૬૪
ગંગાજી તીરથુંને ભેદજ કહ્યા, જે બુદ્ધ અવતાર શ્રી કરસનજી થયા. ૩૬૫
વેગે ત્યાં પોતા વઇકુંઠ રાય, તારે સરવે તીરથ લાગા હરીને પાય. ૩૬૬
ત્યાં બહુ વેનતી કરી બોલ્યા એવ, અમને કેશી રજા દીયો
છો હો દેવ. ૩૬૭
તારે હરીએ વચન બોલ્યા એમ, ગંગાજી તમે ઠામ છોડયા કેમ. ૩૬૮
તારે અડસઠ તીરથે હરીને કહયા છે એમ, અમથી કલજુગમાંહે
રહેવાસે કેમ. ૩૬૯
હવે દુઆપુર ઉતરયો કલજુગ બેઠો તેનું સાંભળજો નામ,
તારે દેવ રખીસરે છોડયા ઠામ. ૩૭૦
તારે ગંગાજી હરીસું કહે એમ, હવે સામી અમથી કલજુગમાંહે
રહેવાસે કેમ. ૩૭૧
જો તમે કલજુગમાંહે પ્રગટ રહો સામ, તો અમે ન છોડીએ
અમારા ઠામ. ૩૭૨
તારે એસી વેનતી તીરથે હરીસું કહયા, તારે શ્રી નારાયણ ચીંત
ધરીને રહયા. ૩૭૩
તારે શ્રી હરી કહે સુણો ગંગાજી હું તમસું કહું, અમે તો
કલજુગમાંહે પ્રગટ ન રહું. ૩૭૪
સેતર દીપ પશ્ચીમ દીસજ કહું, તીયાં દસમો અવતાર ગુપત
હોઇ રહું. ૩૭૫
તારે અડસઠ તીરથ હરીને કહયો છે આય, હો સામીજી કલજુગ
માંહે અમથી રહયો ન જાય. ૩૭૬
કલજુગના લોક જીવ હત્યા બહુ કરે, તે કપટસું ચ લતા મનમાંહે
શંકા ન ધરે. ૩૭૭
તે લોક કપટ કરીને જોડે દામ, તે ખોટી પુજાથી ન સીજે કામ. ૩૭૮
તે દામ લઇને પુજા અમારી કરે, તેનું પાપ તે અમ શીર ચડે. ૩૭૯
તેણે ખોઇ કમાઈ કુડા કરમજ કરી, તે તો આવી નાહસે
અમ માંહે ફરી. ૩૮૦

તે કલજુગના લોક પાપી કહેવાય, તે કલજુગના લોકોનું મુખ
દેખીયું નહી જાય. ૩૮૧
સામીજી હવે કલજુગમાંહે પાપજ થાય, તીયાં તમ ચીન્યા
અમથી નહી રહેવાય. ૩૮૨
તારે વચન સુણી નારાયણ દેવ, એસો તીરથને કહયો ભેવ. ૩૮૩
સાંભળો ગંગાજી અમારા કહયા, તમે તો ગુર ભીરમાજીની કળા
માંહેથી થયા. ૩૮૪
તારે તમે શ્રી ગુર ભીરમાજીતા થયા છે રચના માંહે, તમને થાપ્યા
છે અડસઠ તીરથ જુગમાંહે. ૩૮૫
તમે ગુર ભીરમાજીના મ મેલો પાય, તમે તેની કળા માંહે
રહેજો જાય. ૩૮૬
જ્યારે નારાયણ દેવ એસો સમજાવી કહયા, ત્યારે અડસઠ તીરથ
ચીત દઇને રહયા. ૩૮૭
જંપુદીપમાંહે કહેકનગરી ગામ, તીયાં ગુર ભીરમાજી બેઠા
પરગટ ઠામ. ૩૮૮
તે જંપુદીપ નગરીમાંહે ગુર હશન શાહા રહે, તે ગુરનું નામ
તે પીર હશન કબીરદીન કહે. ૩૮૯
તારે જે ઘરમાંહે તપ ફકીરી હોય, તેને ત્યાં તમે લેજો જોય. ૩૯૦
તે કલજુગમાંહે પરગટ હોય, તેને ગાફલ દુનીયા નવ જાણે કોય. ૩૯૧
જારે નારાયણ દેવ કહયા ગુરનરકા ઠામ, તારે સકળ તીરથ કરે
તે દીસે પરણામ. ૩૯૨
તારે સકળ તીરથ હરીને કરે પરણામ, સામીજી કલજુગમાંહે
કહો તમારા ઠામ. ૩૯૩
તારે નારાયણ દેવ ગંગાજીસું કહે, જે કળા અમારીમાંહે ગુર
ભીરમાજી રહે. ૩૯૪
જારે એવા વચન હરીએ આંખ્યા, તારે સકળ તીરથ
મનમાંહે હરખ્યા. ૩૯૫
જારે હરીએ તીરથને ભેદજ કહયા, તારે અડસઠ તીરથ
તીયાંથી ચાલ્યા. ૩૯૬
તારે તીરથ સરવે તપસી ગુર નબી મહમદ પાસે ગયા,
ગુર ભીરમાજીનું અવતાર તે નબી મહમદ થયા. ૩૯૭

તારે કલજુગમાંહે તીરથ સરવે ગુર ભીરમાજીના કળામાંહે જાઇને
રહ્યા, તે તીરથના ઘર ઠાલા થયા. ૩૯૮
ત્રણ વેદ અડસઠ તીરથ જાણ, તેનું મહીમા ત્રણ જુગ સુધી
હતો પરમાણ. ૩૯૯
હવે કલજુગના ભુલા લોક ઠાલા વેદની વાંચે વાણ, *તે સુના
તીરથમાં માથું કુટે નીરવાણ. ૪૦૦
કલજુગમાંહે સરવે લોક તે ઠાલા ઘરસું લાવે ચીત, તે તીયાં
કેસા પાવે વીત. ૪૦૧
વીત હતું તે ત્રણ જુગમાંહે ગયું, હવે ઠાલું ભેખ તેનું રહયું. ૪૦૨
જારે અડસઠ તીરથને હરી વેરાવીયા, તારે ભેરવ ભુત હરીને
પાસે આવીયા. ૪૦૩
તેણે હરીને પાય લાગી વીનતી કરી, અમને કેસી રજા દીયો
છો શ્રી હરી. ૪૦૪
તમે પરગટ નહી ફીરો હો દયાળ, તો તમ વીના કોણ અમારી
કરશે પરત પાલ. ૪૦૫
જારે ભેરવ ભુત પ્રેત હરીસું વેનતી કરે, તારે શ્રી હરી ભેરવ
ભુત પ્રેતસું ઓચરે. ૪૦૬
હરી કહે ભેરવ ભુત પ્રેતસું વીચાર, ભાઇ તમે મત છોડો સંસાર. ૪૦૭
જે ખાય મધ માંસ તે આહાર છે તમ તણો, તે કલજુગના ભુલા
લોક તમને માનશે ઘણો. ૪૦૮
તારે હરીએ એસો કહયો સમજાય, તારે ભેરવ ભુત પ્રેતના
મનમાંહે હરખજ થાય. ૪૦૯
તારે બેઉ કર જોડી હરીને કરે પરનામ, સામીજી અમે
કલજુગમાંહે રહીએ કેણે ઠામ. ૪૧૦
હવે સામીજી તમે કહો ત્યાં રહીએ, એસી વેનતી તમસું કહીએ. ૪૧૧
તારે ભેરવ ભુત પ્રેતસું હરીએ કહયા, આજ અડસઠ તીરથના
ઘર ઠાલા થયા. ૪૧૨
સરવે તીરથ ઉઠી ગયા ગુર ભીરમાજીને પાસ, તે ઠાલા ઘરમાંહે
તમે જાઈ કરજો વાસ. ૪૧૩
તીયાં કલજુગમાંહે રહેવાના ઠામ હરીએ કહયા, તારે ભેરવ ભુત
તીયાં જાઈ રહયા. ૪૧૪

તીયાં તમે જાઇ કરજો ચલત્ર આચાર, તે પરતીત દેખાડજો
સરવે સોંસાર. ૪૧૫
એવા ચલત્ર કરજો જીયાં, કલજુગના ભુલા લોકોનું મન નીશ્ચે
થાયસે તીયાં. ૪૧૬
જેમ જેમ ચલીત્ર કરે તેમ તીરથે જાય, તેની પુજા સરવે ભેરવ
ભુત પ્રેત લઈ જાય. ૪૧૭
જે પુજા થાય તે તમે ખાજો ચલીત્ર કરી, તીયાં સરવે તીરથે
આવશે ફીરી. ૪૧૮
જે પથર સુરતની પુજા દેવલ દેરા માંહે થાય, ને પુજા સરવે
ભેરવ ભુત લઇ જાય. ૪૧૯
જેમ જેમ અદકી પરતીત આવે, તેમ તેમ અદકી પુજા ચડાવે ૪૨૦
અડસઠ તીરથના સુના ઘર માંહે આપ્યા ઠામ, તારે ભેરવ ભુત
પ્રેત હરીને કરે પરણામ. ૪૨૧
મુલક ચોવીસ નવ ખંડ પ્રકાશ, અડસઠ તીરથના ઘર માંહે
રહેજો વાસ. ૪૨૨
હરી કહે સુણો ભેરવ પ્રેત ભુત, તમે ગાફલ દુનીયાને ખાજો ધુત. ૪૨૩
અથર વેદ વીન્યા જે પુજા થાય, તે પુજા ભેરવ ભુત પ્રેતજ ખાય. ૪૨૪
આજ કલજુગ માંહે ગુર બ્રહ્મા તે નબી મહમદ હોય,
તેને ગાફલ દુનીયા નવ જાણે કોય. ૪૨૫
આજ દસમા અવતારની પુજા જોય તે પુજા ગુર સોહોદેવના
ઘરમાંહે હોય. ૪૨૬
તારે એમ કહીને હરીએ દીધી છે રજા, તારે ભેરવ ભુત પ્રેતને
થઇ છે મજા. ૪૨૭
દેવલ દેરા માંહે પથરની સુરતી આય, તે ઘરમાંહે તમે રહેજો જાય. ૪૨૮
આજ કલજુગ માંહે સકલ ઠાર, વ્યાપક રહેજો તીરથ મીંજાર, ૪૨૯
હરી કહે સુણો ભેરવ પ્રેત ભુત, ગાફલ દુનીયાને તમે ખાજો ધુત. ૪૩૦
આજ જે જે પુજા ચલીત્ર થાય, તે ભેરવ ભુત પ્રેતજ ખાય. ૪૩૧
આજ ન જાણે સતગુર નબી મહમદના ઠામ, તે પથર સુરતને
કરે પરણામ. ૪૩૨
જીયાં થાય ચલીત્ર ચાળા તીયાં રાચે સોંસાર, તે ગાફલ દુનીયા
સતગુર ઉપર નહી આણે ઇતબાર. ૪૩૩

એસો કહી ભેરવ ભુત પ્રેત પાસેથી હરી ચાલ્યા સહી,
તારે પથર પાથરીયા હરી પાસે આવ્યા સહી. ४३४
તેણે હરીને પાય લાગી વેનતી કરી, જે અમને કેસી રજા દીયો
છો શ્રી હરી. ४३५
તારે પથર પાથરીયાને હરીએ કહયા છે એમ, એ પથર પાથરીયા
તમે કયાં આવ્યા છો કેમ? ४३६
એ સામી અમને વણુ અપરાધે ઘડી કુટી પુજે શ્રી હરી કરી,
તે લોકોનો અમારો ન્યાવ તમે કરો શ્રી હરી. ४३७
તારે પથર પાથરીયા કહે તે હરી સાંભળે, એ સામી તમારૂં
નામ લઇને પુજા અમ માથે ચડે. ४३८
તે લોકોનો અમારો ન્યાય કરો હો ધણી, અમે અપરાધી
વીનતી કરૂં ધણી. ४३९
જે કાંઇ પુજા પાતરી અમારી થાય, તે સરવે ભેરવ ભુત પ્રેત
છળ કરીને ખાય. ४४०
તે સરવે ભુલી દુનીયા ચડાવે ચોખા, તે અમને હરી કરી પાય
લાગે મુરખ લોકા. ४४१
સુણો હો પથર પાથરીયા હરી કહે તતખણા, એ લોક તમને ઘડી
કુટી દુ:ખ દેશે ઘણા. ४४२
તેનું તમે દુ:ખ મ ધરશો કોય, તેને પુછસું જારે ગુરનર તખતે
બેસસે સોય. ४४३
તમારો ન્યાય કરસું માહાદન માંહે, જે પુજે તમોને લાગે પાય. ४४४
તેનો કીયામત માંહે ન્યાય કરસું ઘણો, પથર પાથરીયા વચન
માનો અમ તણો. ४४५
જારે હરીએ એસા વચનજ કહયા, તારે પથર પાથરીયા આપણે
ઠામે રહયા. ४४६
પથર પાથરીયાએ સુણી. વચન શ્રી બુદ્ધજીને મુખ, તેણે આજ
કલજુગ માંહે સહયા છે દુ:ખ. ४४७
હવે સુણો પાંડવનો વીચાર, જે ચાલ્યા હેમાજળ પાર. ४४८
તારે પાંડવ કહે, રાજ ધરસું કીજે કાજ, આપણે સતગુર વચને
મેલીયા રાજ. ४४९
રાજા જુજેષ્ઠણ પાંડવ બોલ્યા એહ, જેણે પેસી હેમાળે ગળાવી દેહ. ४५०

તારે નવ કરોડ રાજા જુજેષ્ઠણ સાથે ગઈ, તે અમરાપુરી માંહે પોહતા જઈ. ૪૫૧
દુઆપુર જુગ પુરા થયા, રાજા પાંડવ વર પામ્યા. ૪૫૨
ગુર સોહોદેવ બોલ્યા સાર, હરી અવતારકો અંત ન પાર. ૪૫૩
સુણો રખીસરો બોલ્યા ગુર સોહોદેવ, વળીને પ્રગટ બોલ્યા ભેવ. ૪૫૪
દસમો અવતાર ધરયો મુરાર, તે નકલંકી અવતાર ધરયો કીરતાર. ૪૫૫
આદ વીશનું તે નર અલી જાણ, ગુર ભીરમા તે નબી મહમદ પરમાણ. ૪૫૬
લાગો કલજુગ ને હુવો અથર વેદ, તેનુ મરમ ન જાણે કોઈ ભેદ. ૪૫૭
ઈશ્વર તેના આદમ હુઆ નામ, વેદ પ્રમાણે કહું છું ઠામ. ૪૫૮
જંપુદીપ ભરત ખંડજ જાણ, ખેત્ર કુઆરકા કહુ નીરવાણ. ૪૫૯
જંપુદીપ નગરીમાં ગુર ભીરમાજી રહે, તે આજ અથર વેદની વાણી કહે. ૪૬૦
સેહતર દીપ એરાક ખંડ દેલમ દેસ, તીયાં દસમે અવતરયા અલી માનખા વેસ. ૪૬૧
જેનું અલી શાહા નામ જાણ, તે આખર મહેદી ચડસે નીરવાણ. ૪૬૨
એસો મહેદી ચડે નીરવાણ. દઇંત કાલીંગેકું મારશે સહી જાણ. ૪૬૩
ચીણબ નગરી પુરબ દીસ, તીયાં રહે છે કાલીંગા નરેસ. ૪૬૪
તે દઇંત કાલીંગો માહા બળવંત, તેના સેહેન તણો નહી કોઈ અંત. ૪૬૫
તેના સેહેન તણો નહી કોઈ પાર, માહા શુરા બળવંત અપાર. ૪૬૬
ચીણબ નગરીથી કાલીંગો ચડે, તે જંપુદીપ માંહે આવી મેલાણ કરે. ૪૬૭
ચાલીસ લાખ ચેલા કાલીંગા તણા, તે ચારા ચરબટ કરશે ઘણા. ૪૬૮
આસન પુરી આવે આસમાને જાણ, તે કાઠના ઘોડાને ખવરાવે ખાણ. ૪૬૯
મુઆ માઈ બાપ દેખાડશે જેહ. ઉલટી નદી વાયસે તેહ. ૪૭૦
અન તણા પીરભ ચલાવે ઘણે, પાણી મતરીને ગીરતજ કરે. ૪૭૧
એવા કાલીંગો ચત્રીત્ર કરશે અપાર, તીયાં ભુલી જાયસે સરવે સોંસાર. ૪૭૨
એક ન ભુલ્યા મારા મુનીવર વીર, જેને ભેટયા સતગુર સોહોદેવ પીર. ૪૭૩

દઇંત કાલીંગો એવા ચરબટ કરશે જાણ, તારે નર નારાયણ ચડશે નીરવાણ. ૪૭૪
ગઢ મુલતાન માંહે સેહેનજ મલે, મેજલે મેજલે પીયાણા કરે. ૪૭૫
તારે હુડમત વીર દેશે હાંક, જોધ્ધા મલશે લાખોહી લાખ. ૪૭૬
તારે નવાણું કરોડ જખજ મલે, છપન કરોડ મેધા રણ ચડે. ૪૭૭
મલશે તીયાં કીનર કરોડ બત્રીસ, રણ ચડશે કરોડ તેત્રીસ. ૪૭૮
તારે પાંચ કરોડસું પહેલાજ સોથ, સાત કરોડસું હરીશ્ચંદ્ર સાથે હોય. ૪૭૯
નવે કરોડસું જુજેષ્ઠણ આહે, બારે કરોડસું પીર સદરદીન શાહે. ૪૮૦
તારે અનત કરોડસું પીર હશન કબીરદીન જાણ, તે પણ રણ ચડશે નીરવાણ. ૪૮૧
સવા કરોડ ચડગે સંખ, દીત દેવ જેવા આવે અસંખ. ૪૮૨
પાંચ લાખેસું ગોરખ સાથ, તે સીડંગ્ણીએ નાદ પુરાવે નાથ. ૪૮૩
અઢુંઠ કરોડ જીન ભુતજ સાથ, સો કરોડ સાવજ આપ. ૪૮૪
તારે ચોસઠ કરોડ જોગણીઉં સાથ, તે વજાવે ડમર ખપર હાથ. ૪૮૫
તારે નવ કુલ નાગ મલે, પાતાલ કેરા જોદ્ધા રણ ચડે. ૪૮૬
સવા લાખ ગત જુમલો ખુરાસાની જાણ, તે પણ રણ ચડશે નીરવાણ. ૪૮૭
તારે એક લાખ ને ચોવીસ હજાર પેકાંબર સાર, તે પણ રણ ચડશે નીરવાણ. ૪૮૮
તારે રીંછ વાનરાનું અંત ન પાર, તે હુડમતનું સેહેન મલશે અપાર. ૪૮૯
સામીનું સેહેન મલશે અપાર, તીયાં સેહેનનું અંત ન પાર. ૪૯૦
તારે કસમીર મંડળ ઉતમજ ઠામ, તીયાં ઉપના રાજા જુજેષ્ઠણ નામ. ૪૯૧
અઢાર લાખ ખણંગ ધારી જાણ, તે પણ રણ ચડશે નીરવાણ. ૪૯૨
નગર ઉજેણી પુરી ઉતમજ ઠામ, તીયાં ઉપના સોહોદેવજ જાણ. ૪૯૩
તારે ચઉદ લાખ ચક્રાધારી જાણ, તે પણ રણ ચડશે નીરવાણ. ૪૯૪
નગર કોટ જાલંધરી માંય. તીયાં ઉપના ભડ ભીમજ રાય. ૪૯૫
ચાલીસ લાખ ગદા ધારી જાણ, તે પણ રણ ચડશે નીરવાણ. ૪૯૬
તારે ઉંચ નગર ઉતમ ઠામ, તીયાં ઉપના અરજણ નામ. ૪૯૭

છત્રીસ લાખ ધનકા ધારી જાણ, તે પણ રણ ચડશે નીરવાણ. ૪૯૮
કહીએ માલવા ઉતમ ઠામ, તીયાં ઉપના રાજા નકુલ નામ. ૪૯૯
પાંત્રીસ લાખ નેજા ધારી જાણ, તે પણ રણ ચડશે નીરવાણ. ૫૦૦
તારે પાંચે પાંઢવનું સેહેન મલશે એકજ ઠાંય, તેનું સેહેન કાંઈ ગણ્યા નવ જાય. ૫૦૧
તારે સેતા ઘોડા ને સેતા વાજે સંખ, દેવ નારાયણ ચડશે અલખ. ૫૦૨
તારે નર નકલંકી તણો સેહેનજ મલે, તારે દેવ રખીસર સરવે રણ ચડે. ૫૦૩
તારે અનત વરણો સામી ઉપર છત્ર ઢરે, તારે મેજલે મેજલે પીયાણાજ કરે. ૫૦૪
તારે લાખો દળમાંહે નીશાન ફરફરે, તારે ગગન ડુલે ને પઇયાર ગરે. ૫૦૫
તારે તંબલ ધ્રબ્રાકા શાહાના ગડગડે નીસાન, તીયાં જોદ્ધા અપાર મલે સુજાણ. ૫૦૬
તારે આવી પહોંચે જંબુદીપજ ઠામ, નદી સરસ્વતીએ હોવે સંગ્રામ. ૫૦૭
તારે ગગન માંહે અવાજ પડયો નીરવાણ, નદી સરસ્વતીએ હોવે મેલાણ. ૫૦૮
તારે બેઉ સેહેન દ્રષ્ટો દ્રષ્ટજ મલે, બેઉ વચ્ચે નારદ રખીસર ફરે. ૫૦૯
તારે દોય દળ વાજે દોય દળ ગુણે, તેની લોક રઇયત ડુલી પડે. ૫૧૦
તારે દોયે દળ વચ્ચે વાજે નાદ, તે દોયે દળમાં પડે આવાજ. ૫૧૧
તારે દોયે દળમાંહે શુરા અપાર, તે દોયે દળમાંહે કોઇ ન પાવે હાર. ૫૧૨
જારે નર અલી દુલ દુલ ચડી દઇંતસું લડે, તારે દઇંતનું મસતક તુટી ધરણીએ પડે. ૫૧૩
તારે ખણંગ ત્રધારો અલી લેશે હાથ, મારશે દઇંતને સેહેન સાથ. ૫૧૪
તારે ખણંગ ત્રધારો ચઉદીસ ફરે, તારે દઇંત તણો મુસતક પડે. ૫૧૫
તારે મારશે દઇંતને સેહેન સમેત, માહા સંગ્રામ હુવા રણક્ષેત્ર. ૫૧૬
તારે ચોસઠ લાખ જોગણીઉ સાથ, તે ડમર ખપર વજાડે હાથ. ૫૧૭
તે દઇંતને રગતે ખપરજ ભરે, તારે જય જયકાર વાણી ઓચરે. ૫૧૮

દસ અવતાર પુરા થયા નકલંકી નામ, જેણે મારયો કાલીંગો
જીત્યા સંગ્રામ. ૫૧૯
તારે સુણો રખીસર બોલ્યા ગુર સોહોદેવ, કહી કંથીને
આપું છું ભેવ. ૫૨૦
સાંભળો રખીસરે અમે આગમજ કહયા, નરને વચને પીર
સદરદીન બોલ્યા. ૫૨૧
હરી કથાનો અંત નહી પાર, પણ થોડો પરસન કહયો
છે વીચાર. ૫૨૨

સમાપ્ત.

